# भारतनी प्रजाओने.

व्यशेम देवहितं यदायुः।

स्वामी रामतीर्थ.

આ પુસ્તકમાંના લેખો એ લખનૌની 'સ્વામી રામતીર્થ પબ્લીકેશન લીગ' તરફથી પ્રકટ થયેલી રામતીર્થ ગ્રન્થાવલીમાંના પે લેખોના ગુજરાતી અનુવાદ રૂપે છે.

—અનુવાદક.

હુબ્બુલ્વતન અજ મુલ્કે સુલેમાં ખુશતર,
ખારે-વતન અજ સુંબલે-રેહાં ખુશતર.

—મારૂં નાનકડું વતન સુલેમાનના દેશ કરતાં પણ મને વધારે પ્રિય છે; સ્વદેશનો કાંટો ચન્દનનાં વન કરતાં પણ વધારે વ્હાલો છે.

---

ઇસ્લામ સંપ્રદાયમાં એક રાજા તરીકે સુલેમાનનું સ્થાન બહુ ઉચ્ચ ગણવામાં આવ્યું છે. ક્ષુદ્ર જીવજન્તુઓ, આકાશમાં વિહરતાં પરિન્દાં એ સર્વના પર એની હકૂમત હતી. દૂર દૂર નભોમંડલમાં એની આણ વર્તતી. વાયુ વગેરે પણ એને આધીન હતા.

# ભારતની પ્રજાઓને



## અકબર—દિલ્હી.

મસ્ત હાફિઝ એક સ્થળે કહે છે:—

કુલાહે-તાજે-સુલતાની કિ બીમે જાં દરો દર્જસ્ત,
કુલાહે-દિલ કશાસ્ત અમ્મા, બદર્દે-સર નમે અર્જદ *

ખ્વાજા હાફિઝે આપણા અકબરને જોયો નહિ હતો. જો એમણે એને જોયો હોત તો તે આવી જાતનો ઇશારો કરત નહિ.

શું દોસ્ત કે દુશ્મન, આઇન-અકબરીના કર્તા શેખ સાહેબ કે હજરત મુલ્લા, પોર્તુગીઝ પાદરી કે સિંધ ગુજરાતના જૈન, શું અમીર કે ગરીબ, શું વિદ્વાન કે મૂર્ખ, દુરાચારી શું કે જિતેન્દ્રિય એ સર્વના દિલ પર કોની હકૂમત હતી? જ્યાં ચાહે ત્યાં અને જેની ચાહે તેની ગોદમાં નિરાંતે કોણ નિદ્રા લઈ શકતું હતું? એવો તે એ કોણ હતો? હિન્દુસ્તાનનો શહેનશાહ અકબર.

---

* સરખાવો-Uneasy lies the head that wears a crown. બાદશાહોના તાજમા હમેશા જીંદગીનું જોખમ રહેલુ છે. એ તાજ દિલને લોભાવનાર તો જરૂર હોય છે પણ તેથી કંઇ તે મગજના દર્દને જરાયે કમી કરી શકતો નથી

"હાય ! એનું બિચારાનું કમનસીબ કે એ રાજા થયો." એ જાતનાં કરુણ વચન ફ્રાન્સની રાજ્યક્રાન્તિ વખતે બાદશાહોના વિષયમાં ટામસ પેને કાઢયાં. એટલું તો સાચું જ છે કે જે રાજાનું રાજ્ય માત્ર પ્રજાની ભૂમિ અને સ્થૂળ શરીર સુધી આવી અટકે છે એના જેવો કંગાલ, દયાને પાત્ર અને દેવાળીઓ બીજો કોઇ જ ન કહેવાય.

ત્યારે અકબરને દુશ્મન જ ન હતા? કેમ નહિ—હતા જ. પણ મહારાણા પ્રતાપ જેવા મહાસાહસીક, વીર અને ધર્માત્મા ક્ષત્રિયના દુશ્મન થવામાં તો અકબરનું ગૌરવ ઉલટું વધી જાય છે.

ખેર, પણ આપણે તો અત્યારે અકબરના એક બીજા જ અધ્યાયનું કામ છે.

## ઈશ્વર સ્મરણ.

ક્રોમવેલ, બાબર, મહમૂદ, રણજીતસિંહ અને અન્યાન્ય હજારો બાદશાહો તથા વીરો સાચા દિલથી પોતાનું સર્વસ્વ ઈશ્વરને સમર્પણ કરીને એના જ નામ ઉપર યુદ્ધનો આરમ્ભ કરતા હતા. એમનો વિજય અને સત્યનિષ્ઠા એ ઈશ્વર સ્મરણને અનુસાર જ હતી. એ તો બધું ઠીક પણ કાર્યના આરમ્ભમાં નમ્રતા દાખવવી અને સહાયતા માંગવી એ કાંઇ બહુ મોટી વાત નથી. સાચો વીર તો તે કે જેની હાર્દિક નિષ્ઠા અને ત્યાગ વિજય પછી બમણો ઝળકી ઉઠે. જે સુખમાં અને

ક્રોધની ઘડીઓમાં ઇશ્વિરી સત્તાના આગળ શિર ઝુકાવી દે છે તેઓ ધન્ય છે.

કેનોપનિષદ્‌માં એક આખ્યાન છે કે ઇન્દ્રિયોના દેવતા એક વખત બહુ જ અગત્યની લડાઈ જીત્યા. પરાપૂર્વથી ચાલતા રીવાજ પ્રમાણે તેઓ વિજયનો ઉત્સવ ઉજવે છે. આ દેવતા-ઓને કેવી જાતની શિક્ષા મળી હતી એ વસ્તુ ઉપનિષદોમાં બહુ ઉત્તમ રીતે બતાવવામાં આવી છે. આવી જાતની શિક્ષાને યાદ રાખનાર સમ્રાટમાં એક અકબર હતો. વિજય પર વિજય મેળવી, એક પછી એક સુબાને પોતાના અમલ નીચે આણી ભારતીય સામ્રાજ્યનો અકબર એકછત્રી સમ્રાટ બન્યો. એનું સૌભાગ્ય નક્ષત્ર ઠીક ઉચ્ચતાએ પહોંચી ગયું અને ચીનના સમ્રાટને બાદ કરીએ તો અકબરનો રાજ્યવિસ્તાર જગત્‌માં પહેલે નંબરે આવી ઉભો. ચઢતાં ચઢતાં તે એટલી હદ સુધી પહોંચી ગયો કે આ તરફ નીચે ઉભા રહેલા લોકો લાંબી નજરે એના સામું નિહાળી બોલવા લાગ્યા "**यह जायगा कहां र.फता र.फता** * " આ એ જ સમય હતો કે જ્યારે અકબરની ઐશ્વર્યશ્રી સર્વ દિશામાં સોળે કળાએ પ્રકાશતી હતી. આ એ જ સમય હતો કે જય રે બીજી બાજુએ જરાક કદમ ચૂકતાં તો નેપોલિયન ગરડગડ લઇને ધરાતલ સુધી ગબડી પડયો અને પડતાંમાં જ ચૂરેચૂરા થઈ ગયો. આવી દશામાં, એ ભૂલથાપ ખવડાવનારી દશામાં પણ જૂઓ "માણસ સર્વને ભૂલી જાય એવી દશામાં એને ખુદા યાદ આવ્યો." તે

* ધીરે ધીરે.

વિચારવા લાગ્યો હાડચામના બનેલા આ મુઠીભર શરીરમાં આ બધી શક્તિઓ ક્યાંથી આવી ? કોની કૃપાથી આ શક્તિ આવી ? " **दोलत गुलामें–मन इकबाल चाकरम्** "–આ ધન અને વૈભવ તો મારા ગુલામ થતા જાય છે. વિચાર આવ્યો

**" केनेषितं पतति प्रेषितं मनः ।**

**केन प्राणः प्रथम प्रैतियुक्तः ।**×

આ મન અને પ્રાણ તથા દેહમાં તેજનો આવિર્ભાવ ક્યાંથી થયો ? પ્રતિદિન થતા એ સતત્ વિચારનું પરિણામ એ આવ્યું કે પ્રકાશ સ્વરૂપ ચિદાનંદઘન પરમાત્માની કૃપાથી બાદશાહ સલામતની " દિલ તેરા, જાન તેરી, આશિકે–શૈદા તેરા " એ અવસ્થા થઈ ગઈ. નમાજ, રોજા, માલા (તશબીહ), પશ્ચાતાપ અને ક્ષમાપ્રાર્થના એ એનો રાત દિવસનો વ્યવસાય બની ગયો.

## ધાર્મિક ચોખવટ.*

ઈન્ગલન્ડના રાજસિંહાસન પર એ વખતે મહારાણી ઈલીઝાબેથ વિરાજતી. આ મહારાણીની કારકીર્દી ભારતવર્ષના

× આ મન કોનાથી પ્રેરિત થઇને, નિયત વિષય પર પડે છે? કોનાથી યુક્ત થએલો પ્રાણ પહેલ વ્હેલાં સંચાર પામે છે ?

* ભારતવર્ષના કેટલાક આધુનિક નવલકથાકારોએ અકબરને ભોગવિલાસી ચીતરી બહુ મશ્કરી કરી છે આ કથનોની છાપ ઘણા લોકોના દિલ પર પડી પણ ચૂકી છે. આ નવલકથાકારોને જ નહિ પણ આખા સંસારના ઇતિહાસ લેખકોને રામ *Challenge* આપી પૂછે છે કે ઇન્દ્રિયવિલાસ અને અભ્યુદય એ બન્ને કદી પણ એક

અકબરની જેમ યશસ્વી છે. ઈન્ગલન્ડમાં ઇલીજાબેથ અને પર્શિયા–જર્મનીમાં મહાન્ ફ્રેડરિકના સમયે વિદ્યા અને કલાની ઉન્નતિને લીધે તથા રાજ્યની સુવ્યવસ્થાને પરિણામે આપણે એમને અકબરના અમલ સાથે સરખાવી શકીએ છીએ. એ બન્ને છત્રધારી સર્વપ્રિયતાની દૃષ્ટિએ એમના પોતપોતાના મુલકમાં અકબરની બરાબરી કરી શકે છે પણ ધાર્મિક દૃષ્ટિએ તથા બધા સમ્પ્રદાય પ્રત્યે પક્ષપાતરહિત વર્ત્તનને પરિણામે અકબરની કીર્તિ બહુ જ વધી જાય છે. મહારાજ વિક્રમ અને ભોજના સમયમાં પ્રજા આવી આબાદ હતી પણ તે ઘણી જૂની વાત છે. રાજરાજેશ્વર અશોકના સમયે પણ પ્રજાને હરેક પ્રકારનું સુખ હતું. વિચાર અને ધર્મની પૂરી સ્વતંત્રતા હતી. ચીન વગેરે દેશોના ઘણા મુસાફરો આ દેશમાં આવતા ને કંઇ ન કંઇ મેળવીને જ પાછા જતા. સન ૧૮૯૩ માં શિકાગોમાં જેવી ધાર્મિક મહાસભા મળી હતી તેવીરીતે સર્વ ધર્મોના ઉત્સવો ભારતવર્ષમાં તે સમયે થતા હતા. અકબરનો દરબાર જ નહિ પણ એનું હૃદય સુદ્ધાં સંસારના સર્વ ધર્મનું ઉત્સવસ્થાન બની ગયું હતું. હરેક ધર્મ તેમજ સમ્પ્રદાય માટે

---

સાથે રહી શકે ખરા ? ઘુવડ કદાચ બપોરના સમયે શિકાર કરવા બ્હાર નીકળી આવે પણ હૃદયની મલીનતા તો સફળતારૂપી તેજના અંબારને કદીપણ સહી શકે જ નહિ. સુખ અને સૌભાગ્યનો ઉદય વિશ્વાસઘાત તથા પાપથી થઈ શકે એવો વિચાર સરખોય આવે તો એને જલ્દી જ કાઢી નાંખો. આ મિથ્યા ભ્રમમુલક કલ્પના પ્રકૃતિના આધ્યાત્મિક નિયમથી બીલકુલ વિરૂદ્ધ છે. તમારા આગળ વધવાના માર્ગમાં તે આડખીલી સરખી છે.

એનાં દ્વાર સદા ખુલ્લાં હતાં. વિદ્યા, સત્ અને સત્યનો ઉપાસક ગમે ત્યાંથી આવે એને હમેશાં આવકાર મળતો. આ વીર પુરુષનું હૃદય વિશ્વસંમેલનનું મંદિર હતું. વિદ્વાન, મુલ્લા, શેખકાજી, પંડિત, શાક્ત, વૈષ્ણવ, જૈન, ખ્રિસ્તી તેમજ સિંધ, ગુજરાત, કાશ્મીર, ઈરાન, પોર્તુગાલ, ફ્રાન્સ વગેરે દેશના લોકો પોતપોતાની માન્યતાઓ ખુલ્લે દિલે બાદશાહને સંભળાવતા હતા. બાદશાહ સલામત પણ એ બધાને ધ્યાનપૂર્વક સાંભળતા અને તેમની પ્રતિપાદિત વસ્તુનો વિચાર કરી તુલના કરતા. માત્ર દિવસે જ નહિ પણ રાતને સમયે રાજરાજેશ્વર અકબર "વિદ્યાને માટે દિપકની જેમ સદા જાગતા રહેવું જોઈએ" એ સૂત્રનું અનુશીલન કરતા.

શાહી ચબુતરા પરથી દોરડાં લટાકવવામાં આવતાં. તેને નીચેને છેડે એક પલંગ બાંધવામાં આવતો અને દોરડાં ખેંચતા મહેલોની દિવાલને લાગીને તે પલંગ ઉપર સુધી આવી જતો. આ પ્રમાણે ઝુલતા પલંગ પર બેસીને કોઈ વાર પંડિતજી મહારાજ તો કોઈ વખત હજરત સૂફિયા કરામ અગર તો કોઈ અન્ય વિદ્વાન વ્યાખ્યાન આપતા અને જાગ્રતાત્મા મહારાજાધિરાજ તે ધ્યાનપૂર્વક સાંભળતા. વચમાં વચમાં ચર્ચા પણ થતી. આવી ચર્ચાઓમાં કેટલીયે વખત રાત પૂરી થઈ જતી. વાહરે જ્ઞાનપ્રાપ્તિ માટેની એ જીજ્ઞાસા !

બાદશાહની આજ્ઞાથી સઘળાં ધાર્મિક પુસ્તકોના અનુવાદ કરવાનું કામ પણ શરૂ થઈ ગયું. ભાગવત, મહાભારત, ભગવદ્

ગીતા, વિષ્ણુપુરાણ અને કેટલાંક ઉપનિષદોનાં ફારસી ગદ્ય અને પદ્યમાં ભાષાંતર થયાં. આ બધા અનુવાદોને ધ્યાનપૂર્વક સાંભળવા અને સાંભળ્યા પછી પોતાનાં આચરણો દ્વારા તે અન્યને સંભળાવવા એ એમનો એક વ્યવસાય થયો.

વસન્તનાં પુષ્પોની જેમ બાદશાહનું મુખમણ્ડલ સદા પ્રફુલ્લ રહેતું હતું. જ્યાં વિશ્વપ્રેમ અને ઇશ્વિરભક્તિનો વાસો છે ત્યાં શોક અને ક્રોધની મજાલ નથી કે તે ફરકી પણ શકે. એક સંકુચિત વિચારના અને વિશ્વવ્યાપી પ્રીતિ વિનાના મુલ્લા સાહેબે બાદશાહને પરદા પાછળ રહીને ટાણું માર્યું "હસવું એ તો જીવનગૃહમાં એક ગાબડું પાડવા જેવું છે. પ્રાતઃકાલના વાયુની લહેરમાં જે ફૂલો ખીલી નીકળે છે તે જ કરમાય છે."

ઉપદેશક મહાશય! આપ તો બાદશાહની પ્રસન્નમુખતા અને સર્વપ્રિયતાના ઉપર મૃત્યુનું વસ્ત્ર ઢંકાવી છુપાવી રાખવાનો યત્ન કરો છો. જેનું હૃદય વિશ્વપ્રેમના અભાવે વેરાન જેવું હોય એને કૃપા કરીને એ ઉપદેશ આપો. બાદશાહની જિહ્વા તો પોકારી રહી છે "શોક અને ચિંતાની જવાળામાં સદા સળગ્યા કરી જીવવા કરતાં આનંદી ચહેરે—હસ્તે મુખડે મરવું એ બહેતર છે."

મરના ભલા હૈ ઉસકા જો અપને લિયે જિયે,
જીતા હૈ વહ જો મર ચુકા ઇન્સાનકે લિયે

અકબરના દરબારમાં હૃદયના સંકુચિતપણાની વાત કરવી એ અરણ્યરૂદન સરખું હતું. એ તો સાચું જ છે કે જે

મુખ આનંદથી સહસા પુલકિત થતું નથી એ મુખ જોવા યોગ્ય નથી. મોતીના ખજાનાને જોવાથી જેટલો આનંદ થાય તેના કરતાં વિશેષ આનંદ આનંદી ચહેરાને નિહાળવાથી થાય છે. જ્યાં સુધી વિજળી બની આનંદથી ઝબુકી શકો ત્યાં સુધી વર્ષા બની રડતીસૂરત ના થતા.

જૂદા જૂદા ધર્મવાળાઓ સાથે સદ્વ્યવહાર કરો કટ્ટર વિરોધીઓ સાથે પ્રીતિ કરો. વ્યક્તિગત શત્રુતાને મૂળમાંથી ઉખાડી ફેંકી દો અને સર્વની સાથે પ્રેમથી વર્તો. આ બાબત કહેવામાં તો ઘણી સહેલી જણાય છે પણ અમલમાં આણવી એ બહુ અઘરી વાત છે; પણ ભલે તે સહેલું હો વા કઠણુ કામ હો ભારતવર્ષમાં આ સિદ્ધાન્ત અમલમાં મૂકયા વિના જાતીય ઐકય કદીપણ પેદા થઈ શકશે નહિ. હું એમ કહેતો નથી કે તમે જે ધર્મમાં પેદા થયા હો એ ધર્મને ફેંકી દઈ, તે ધર્મ ઉપરની તમારી આસ્થાને જળસમાધિ આપી બધા સાથે એકદમ ભાણા વ્યવહાર શરૂ કરી દો; પણ એટલું તો જરૂર જ કહીશ કે જે ધર્મમાં તમે પેદા થયા એ ધર્મની ચાર દિવાલોની બ્હાર આવી ઉભા રહેવામાં પાપ માનવું એ આત્મહત્યા કરવા બરાબર જ છે. જયાં પગ રાખો ત્યાં ચોક્કસ રાખો. તે સ્થાને અડગ રહો પણ ભગવાનને માટે તો તમારે હમેશાં આગળ જ વધવું જોઇએ. કોઇપણ ચાર દિવાલોની અંદર પેદા થવું અને ત્યાં પોષાવું એ એક જરૂરી બાબત છે એ ઠીક પણ ત્યારપછી ત્યાંને ત્યાં જ પુરાઇ મરવું એ મહા પાપ છે. જેવી રીતે આપણે આપણા ધર્મના સિદ્ધાન્તોને

સ્વીકાર કરીએ છીએ તેવી જ રીતે બીજા ધર્મવાળાઓની માન્યતાઓનો પણ સત્કાર કરવો જોઇએ. બીજા લોકોની દોલતના ખજાનાઓ તો આપણે ઠંડે પેટે લુંટી લઈ શકીએ છીએ પણ આશ્ચર્યની વાત તો એ છે કે જ્યારે કોઇ ભલો માણસ પોતાનો આધ્યાત્મિક ખજાનો આપણી સ્હામે લાવીને ધરે છે ત્યારે આપણે નાક ચઢાવી મ્હોં ફેરવી લઇએ છીએ. આ પ્રકારની ઘૃણાનું મુખ્ય કારણ શું છે? આપણી ઉણપ. જે ધર્મમાં આપણે પેદા થયા છીએ તેનાં પૂરેપૂરાં રહસ્યો ન સમજવાથી તથા અનુભવની ખામીને લીધે જ આમ થાય છે.

આપણી સ્વતંત્રતા આપણી જ પરિપકવતા ઉપર આધાર રાખે છે. આપણાં ફળ કાચી ડાળે લટકે છે.

પ્યારા વાચકો! જે ધર્મમાં આપણે ઉછર્યા છીએ એ ધર્મના વિરોધી લોકોનાં વ્યાખ્યાન, ટીકાઓ વગેરે સાંભળવા માટે તથા સહન કરવા માટે ચિત્તને તૈયાર કરી લેવું પડે છે. ત્યાં પણ બહુ સાહસની જરૂરત છે. વાહ રે અકબર! તારૂં ચિત્ત તો તારા એકલાનું જ નહોતું રહ્યું. તું તો જાણે પ્રજાના ઘરેઘરમાં પેદા થયો હતો; સર્વ ધર્મની ગોદમાં ઉછર્યો હતો. કેવળ ઇસ્લામ જ નહિ પણ હિન્દુ, જૈન, ખ્રિસ્ત સર્વ ધર્મનો પૂરો પ્રભાવ તારી ઉપર પડયો હતો. હિન્દુસ્તાનને **इंतिखाबे-जहां** * કહેવામાં આવે છે અને તું છે **इंतिखाबे-हिंदुस्तान.** મનુષ્યને 'આલમે-સગીર' (લઘુ જગત્) ની ઉપમા

* દુનિયામાં ચુનંદો-જગતમાં શ્રેષ્ઠ

આપવામાં આવે છે કિન્તુ તું તો 'આલમે-અકબર' (મહાન્ જગત્) બની ગયો. પ્રીતિનું પરિણામ ચિત્તની એકાગ્રતામાં આવે છે. ચિત્તની એકાગ્રતાને પરિણામે મિત્રનો પ્રભુ અને આફીન આપણાં થઈ જાય છે. જ્યારે આવી જાતની પ્રીતિ વ્યક્તિગત બંધનોની સીમાને ઓળંગીને સમગ્ર ભગવત્સૃષ્ટિને માટે વહેવા લાગે છે જ્યારે આપણું ચિત્ત સમગ્ર માનવ-જાતિનું ચિત્ત બની જાય છે, જ્યારે આપણે પ્રાણી માત્રને આત્મવત્ જોતાં શીખીએ છીએ, માતા જેવી રીતે પોતાના બાળક પર પ્રેમદષ્ટિથી જૂએ છે તેવી રીતે જગત્ના અણુ-પરમાણુને પણ આપણે જ્યારે એવી વિશુદ્ધ પ્રેમદષ્ટિથી નિહા-ળીએ છીએ અને સૂર્યના પ્રકાશની જેમ આપણા પ્રેમના પ્રકાશનો અનુભવ જ્યારે આપણે પ્રત્યેક હૃદયમાં કરી શકીએ છીએ ત્યારે જ આપણામાં પવિત્ર પ્રેમ ઉત્પન્ન થયો એમ કહી શકાય. ત્યાર પછી એવી કયી વસ્તુ છે કે જે એ વિશ્વ-વ્યાપી પવિત્ર પ્રેમ વડે પ્રાપ્ત ન કરી શકાય? એવી કયી બાબત છે કે જે આવા વિશુદ્ધ પ્રેમના પ્રભાવે બાળકના ખેલની જેમ રમતમાં હાથ ન કરી શકાય? અકબરના આ પવિત્ર વિશ્વવ્યાપી પ્રેમને આપણે

**અકબર-દિલી**

અર્થાત્ આત્મમહત્તા એવું નામ આપીશું. આ આત્મમહત્તા વડે કયી વસ્તુ મેળવી શકાતી નથી? આઇને-અકબરીમાં લખ્યું છે કે જ્યારે તે ઉદાર હૃદયનો બની ગયો અને એનો આંતર પ્રભાવ જ્યારે અત્યંત વધી ગયો ત્યારે એની દષ્ટિ માત્રથી રોગીઓ

સારા થઈ જતા. એનું ધ્યાન કરતાં લોકોની મુરાદ બર આવતી અને દૂર દૂરની ઘટનાઓ અકબરના ચિત્તપટ પર અંકાવા લાગી.

સાચા પ્રેમને પરિણામે ચમત્કારશક્તિ અને સંકલ્પસિદ્ધિ જરૂર આવે છે પણ આ કંઇ નવી હકીકત નથી. હજરત સાહેબ, જીસસ ક્રાઇસ્ટ અને ઘણાયે હિન્દુ ઋષિમુનિઓના વિષયમાં આવી વાતો સંભળાય છે. અમેરિકાના સંયુક્ત રાજ્યોમાં આજ હજારો નહિ બલ્કે લાખો એવાં માણસો છે કે જે ભગવાન ઉપર અનન્ય ભાવ રાખવાથી રોગનો આરામ થાય છે એમ માને છે. એમની બિમારીમાં આથી ઉલટો જ કાંઇ ઉપચાર કરવામાં આવે તો અત્યંત ખરાબ માને છે.

મૌલાના જલાલ રૂમીએ પણ કહ્યું છે " વાહરે મારી પાગલામી ! હે મારા સઘળા રોગની ઔષધી ! મારા ઘમણ્ડ અને લજ્જાની દવા ! હે મારા અફલાતૂન ! તું પસન્ન થા !

Psychology of suggestion–વૈજ્ઞાનિક શોધખોળ વિભાગે અમેરિકાનાં સરકારી દવાખાનાઓમાં હાલમાં અધ્યાત્મ ચિકિત્સા દાખલ કરી છે. રાઇના દાણા જેટલી પણ સાચી શ્રદ્ધાવાળો માણસ પહાડોને હલાવી શકે છે. ભારતના પ્રિય નવયુવકો ! તમે અઢારમી શતાબ્દિના ડેવિડ હ્યુમના ચક્કરમાં ફસાઇ મૂર્ખતાને વિદ્યા એવું નામ આપતા નહિ ! જ્યારે શ્રદ્ધા કમી થતી જણાય ત્યારે દૃઢ પ્રતિજ્ઞા અને વિશ્વપ્રેમને વધારો. વિદ્યુત અને બાષ્પની શક્તિનું

માપ કાઢી શકાય એમ ન હોય તો પછી માનવીના હૃદયની શક્તિનું માપ કેવી રીતે નીકળી શકે ? મનુષ્યનું હૃદયબળ શું કરવા અસમર્થ છે ? પ્રત્યેક જાતિ અને સંપ્રદાયને માટે વિશ્વપ્રેમની માત્રા વધારીને જુઓ તો ખરા કે તે કેવું અજબ કામ કરી શકે છે. કોઇ પણ એક ખાસ જાતિ, દેશ કે સમ્પ્રદાયનો વિચાર કોરણે મૂકી ખરો મનુષ્ય બનાવનાર એ વિશ્વપ્રેમને તમારી અંદર ખીલવો અને પછી જુઓ કે આ સંસારસ્વર્ગ ખુદ નંદનવનને પણ કેવું મહાત્ કરી નાંખે છે ! તમે મનમાંથી શત્રુતાની–વૈરની લાગણીઓ બીલકુલ કાઢી નાંખી એને પવિત્ર બનાવ્યું છે ? તમે શુદ્ધાવસ્થાનો કદીયે અનુભવ કર્યો છે ?

વફા કુનેમો–મલામત કશેમો–ખુશ બાશેમ,
કિ દર તરીકતે-મા કાફરીસ્ત રંજીદન ×

તમે આ અનુભવ્યું ન હોય તો પછી તમારામાં તાકાત નથી કે એના પરિણામને પણ તમે રદ કરી શકો. યોગદર્શનનું સૂત્ર યાદ છે ?

**अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः।**

—જ્યારે આપણી અંદર અહિંસાનું-વિશ્વપ્રેમનું દૃઢ પ્રતિષ્ઠાન થાય છે ત્યારે આસપાસનાં હિંસક પણ પોતાની વૈરવૃત્તિનો–હિંસ્રભાવનો ત્યાગ કરે છે. જો આપણે કર્મ અને

× ભલે મારા પર કાઇ ગુસ્સે થઈ ચાહે તે કરે તોપણ મારે એના પર હમેશાં ખુશ જ રહી વફાદારીથી વર્ત્તવું જોઇએ. મારી તરીકતમાં (ધર્મમાં) તો એથી દિલગીર થવું એ અન્યાયી ગણાય છે.

તેનાં ફળ–action and reaction ના સિદ્ધાન્તને સ્વીકારીએ તો આમ બનવું એ આપણને અસંભવિત લાગશે નહિ.

જ્ઞાનના રૂપમાં અજ્ઞાન અગર તો પ્રત્યક્ષદર્શિની બુદ્ધિનું આધ્યાત્મિક અજીર્ણ થઈ જવાથી સંશયરૂપી કષ્ટસાધ્ય ક્ષયરોગ પેદા થાય છે. આનું નામ જ તિમિરપૂજા, અશ્રદ્ધા, નાસ્તિકતા છે. આ રોગ જ તમારી શ્રદ્ધાને, આધ્યાત્મિક જીવનને ખાઈ જાય છે. ચમત્કારશક્તિ પર તમને અવિશ્વાસ છે? એમજ હોય તો પેટમાં છરી ભોંકી આપઘાત કેમ કરી લેતા નથી? અતિ સાધારણ કરામત અગર તો ચમત્કારને માટે પણ વિશ્વાસ કે ચિત્તની મહત્તાની જરૂર પડે છે? કદાપી નહીં. વિશ્વાસ અને ચિત્તની મહત્તા એ તો વ્યક્તિગત આનંદ છે. માનો કે કોઇ મોટા હાકેમને ત્યાં એને મળવા જવાનો તમારે પ્રસંગ આવ્યો. એના બારણામાં એક પાળેલો કુતરો બેઠેલો છે તમે ત્યાં પહોંચ્યા કે પેલો કુતરો પૂંછડી પટપટાવતો તમારી પાસે આવી પગ ચાટવા મંડી ગયો એટલે તમારૂં કામ પૂરૂં થઈ ગયું એમ માની તમે પાછા વળી જશો? તમે શું હાકેમના એ કુતરાને મળવા ગયા હતા? ફારસીમાં એક સુન્દર કિસ્સો છે. "જે મવાલ જીવતેજીવત નિશ્ચયાત્મા બનીને કંઇજ કરી શકયો નહિ તે અભાગીયો મર્યા પછી તે વળી શું કરામત કરવાનો હતો?"

•

એકવાર અકબરે પોતાના દરબારીઓની પરીક્ષા કરવાના હેતુથી એક લીટી દોરીને કહ્યું કે આને નાની કરી આપો.

દરબારીઓમાંના કોઇ ઉપરથી, કોઇ નીચેથી તો કોઇ વચમાંથી એને ભુંસી નાંખવા લાગ્યા. બાદશાહે કહ્યું ના, તેમ નહીં; તેમાં કોઇપણ જાતની કાપકુપ કર્યા સિવાય નાની કરી આપો. **બી**રબલે તે લીટીની જોડે જ એક મોટી લીટી દોરીને બાદશાહને કહ્યું "લો આ તમારી લીટી નાની બની ગઈ." વાહ! કોઇપણ ધર્મ અગર સમ્પ્રદાય પર તમને ઇર્ષ્યા આવતી હોય તો એને કાપતા નહીં. એ રીત જ નકામી છે. ધાર્મિક ઉપદ્રવ એ સારી બાબત નથી. તમે તમારા હૃદયને **બી**રબલની મોટી લીટીની જેમ વિશાલ બનાવો. તમારી પ્રેમભક્તિને એમના પ્રેમ કરતાં વધારે મહાન્ બનાવો. તમારી માનવપ્રીતિને એમની પ્રીતિ કરતાં વિશેષ વિસ્તારવાળી અને તમારા સાહસને ઉચ્ચતર કોટીનું બનાવો. સત્યસ્વરૂપ—ભગવાનના ઉપર અટલ અને અમાપ શ્રદ્ધા રાખો. સંસારના નામરૂપોનું એ ચાકચકય, અસંખ્ય સ્વરૂપોનો એ બહુરૂપી વેશ, આ દૃસ્ય જગત્‌ની વિવિધ વિચિત્રતાઓ કોઇની આંખ આડે ભલે પાટા બાંધે, તત્વજ્ઞાની અને આચાર્યો એ મૃગતૃષ્ણા પાછળ ભલે માર્યા માર્યા ભમે, હાકેમ અને અમીર ભલે એ જાળમાં સપડાઈ જાય, પંડિત અને સાધારણ વિદ્વાન એ વિવિધ તરંગભંગીની મોજ ભલે મ્હાણે, યુવક અને વૃદ્ધ એ સુખનાં સ્વપ્ન છો નિહાળ્યા કરે પણ આર્યાવર્તના અમરસન્તાનો—અમૃતપુત્રો તમારે તો આઠે પહોર

---

અને સાઠે ઘડી એ સત્યસ્વરૂપનું—ભગવાનનું ચિન્તવન કરવાનું

---

છે.—એનું જ સ્મરણ અને મનન કરવાનું છે. સૂર્યની ગમી

---

અનિમિષ નજર રાખી અપ્રતિહત વેગથી ઉંચે ને ઉંચે જતા ચંડોળની જેમ એ સત્ય આત્માના પર તમારે દષ્ટિ રાખવાની છે. હે શ્રદ્ધાસ્પદ, હે સમ્યગ્દર્શી નવયુવાનો ! પછી જૂઓ કે કેવા આનંદના ફુવારા કેવા ઉડે છે !

કુમારિયોઁ[1] આશિક હૂં તેરી, સરો[2] બંદા[3] હૈ તેરા,
બુલબુલે તુઝ પર ફિદા[4] હૈં ગુલ તેરા દિવાના હૈ.

\+ + +

કિલા દુઃખોં કા સર કિયા ઢાયા,
રાજ અફલાક[5] ઓ મહર[6] પર પાયા;
હસ્તે-મુતલક[7] સરૂરે-મુતલક[8] પર,
ઝંડા ગાડા, ફરેરા[9] લહરાયા.
ઇસ જગહ ગૈર[10] આ નહીં સકતા,
યઁા સે કોઈ ભી જા નહીં સકતા.
કર સકે કુછ ન તીર કી બૌછાર[11],
ખાલી જાએ બંદૂક કી ભરસાર.
પુર્જે પુર્જે[12] અલગ હુએ ડરકે,

૧. કોયલ, ૨. વૃક્ષ, ૩. ગુલામ–દાસ, ૪ કુરબાન, ૫. આકાશ, ૬. સૂર્ય, ૭. સત્યસ્વરૂપ, ૮. આનંદસ્વરૂપ, ૯. ફરફર, ૧૦. અન્ય, ૧૧. વર્ષા, ૧૨ યંત્ર,

ધજ્જિયાં[*] જહુલ[13] કી ઉડીં ડર સે.
મુઝકો કાટે કહાં હૈ વહ તલવાર,
દાગ[14] દે મુઝકો હૈ કહાં વહ નાર[15].
મૌત કો મૌત ન આ જાયગી,
કસ્દ[16] મેરા જો કરકે આયગી.
રૂએ-આલમ[17] પૈ જમ ગયા સિક્કા,
શાહેશાહાં હું શાહે શાંહશાહ.

હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી એ સઘળા ધર્મભેદો તો એકજ વસ્તુના જૂદા જૂદા કટોરાઓ સરખા છે. પવિત્ર વિશ્વ-પ્રેમના દુધને એ કટોરાઓમાં ભરીને જનસમાજને પાવાનો યત્ન યુગે યુગે આદરવામાં આવ્યો હતો. નિર્વિકાર બ્રહ્મ આ સઘળાં ધાર્મિક શરીરોનો જીવનદાતા છે. એક મસ્ત મહાત્માએ કહ્યું છે "પ્રેમધર્મ સઘળા મતમતાંતરોથી તદ્દન નિરાળો જ છે. કારણ પ્રેમીઓનો ધર્મ કેવળ પરમાત્મા છે."

ઉપરોકત પ્રાચીન કટોરાની જેમ હજરત અકબરે પણ એક નવો કટોરો તૈયાર કર્યો હતો, ને એ જૂના અમૃતને આ નવા કટોરામાં રેડયું હતું. આ નવા કટોરાને એણે दीने-इलाही નામ આપ્યું. આ સ્થાન સ્વતંત્રતાની પરબ હતી. હિન્દુ અને મુસલમાનોના ભેદને તોડી એક કરી દેવા એ એનો ઉદ્દેશ હતો. આ કટોરો હતો ઘણો જ સ્વચ્છ પણ કટોરાઓ

---

૧૩. જેલખાનું, ૧૪. બાળી શકે, ૧૫. અગ્નિ, ૧૬ ઇરાદો, ૧૭. સંસાર.
* ચંદરડીએ.

વડે આપણી ભૂખ અને તરસ મટતી નથી. અગાઉ પણ એવા ઘણા કટોરાઓ જનસમાજ આગળ આવી ગયા. આપણને તો દુધ જોઇએ છે. આપણે તો જીગરની આગ બુજાવવી છે પછી ભલે તે બુજાવનાર વસ્તુ દુધ હોય કે સુરા ! ને જીગરની આગ તો એક અભેદના જ અમૃત વડે બુજાવી શકાય છે. આ અભેદના અમૃતને પામવા માટે આત્મમહત્તા–અકબર–દિલીની જરૂરત છે. એ અકબર–દિલીને કોઇપણ કટોરામાં ભરીને આપો પછી ભલે તે જૂનો હોય વા નવો, સાદો કે ચિતરકામવાળો, સોનાનો કે માટીનો.

મુફલિસ હૂઁ તો કુછ ડર નહીં મય* સે ન ખાલી.
બિલ્લૌર÷ સે બહેતર હૈં યહ મેરા જામે શિફાલી.+

એક સ્થળે માર્મિક લખાણ છે કે અમે કુરાનમાંથી મીજને (તત્ત્વ) ગ્રહણ કરી લઈ શબ્દરૂપી હાડકાંને કુતરાંને નાંખી દઇએ છીએ. કટોરાઓની ઉપાસનાથી ઉલટો વિરોધ વધે છે. આ બધા કટોરાઓ એક પ્રકારની તઓ છે. ધન્ય છે તે પુરુષને કે જે આ સઘળા કટોરાઓના મોહમાંથી નીકળી, આ બધાં મૂર્તસ્વરૂપોમાંથી નીકળી અમૂર્ત સુધી આવી પહોંચ્યો ! ધન્ય છે તેને કે જે મિથ્યા નામરૂપની જંજાળમાંથી છુટો થઈ સત્યસ્વરૂપનો ઉપાસક બન્યો ! “ કટોરો મારા હોઠ સુધી તો પહોંચ્યો પણ હોઠે અડકતામાં જ હે પરમાત્મન્ ! તે તૂટી ગયો. ”

---

* શરાબ, ÷ એક જાતનો ઉંચા પ્રકારનો કાચ, + માટીનો પ્યાલો.

એ નવવિવાહિત કન્યાને પણ ધન્ય છે કે જેના ઘુંઘટને પ્રેમસ્વરૂપ સ્વયં આવીને ખોલે છે. આ બધા શૃંગાર, આ આભૂષણ તે ભલા મેં શું કામ પહેર્યાં હતાં ? ઉત્તમ શરાબને† ધરાણે મૂકીને જ હું આ બધા સાજ સજું છું. આ ધન્યાત્મા ઝવેરી જો વૈષ્ણવોના મંદિર આગળ થઇને પસાર થાય છે તો કૃષ્ણની મૂર્તિ એની પાસે મોતી માંગે છે અર્થાત્ પ્રેમનાં આંસુઓ વહેવડાવે છે. જેઓ દેખતા છે તે તે પોતાનાં વ્હાલાંઓને ખાલી હાથે કેવી રીતે મળી શકે ? એમના આંખના પલકારામાં, એમના નેત્રની એ ચમકીલી જ્યોતિમાં પ્રેમાશ્રુની એક માળા તો ઓછામાં ઓછી હોવી જોઇએ. મસીદમાં ગુજર થાય છે " **सिजदा मस्ताना अम बाशद नमाज़ मुसहफे रूश वुबद इमाने मन** "– મસ્તીભર્યું ઝૂકવું એ મારો નમાજ અને પ્યારાના મુખનું દર્શન એ મારૂં ઇમાન. ખરેખર 'ખુદા' સિવાય બીજું કંઇ જ નથી. ખ્રિસ્તીઓના દેવળમાં અહંકાર અને દેહાધ્યાસની

---

† આવી જાતનાં રૂપકો વિશુદ્ધ પ્રભુ પ્રેમની મસ્ત અવસ્થાઓનાં વર્ણન કરવામાં ઇરાનના સુફિ સંપ્રદાયકો અને કવિઓ વાપરતા હતા. ખૂબ જ ઉન્મત્ત અને ઉન્નત ભાવને અતિ સામાન્ય પદાર્થોની સહાય વડે પ્રકટ કરવાની રીત બહુ જૂની છે. વેદોમાં પણ અમુક પ્રકારના સામાન્ય પદાર્થોને રૂપકમાં ધરાવી ( જેમકે:– સોમ, અશ્વ, ગો ઇ૦) ધ્યાન પ્રાર્થના અને અનુભૂતિઓના ઉત્તમ અને વિરલ પ્રસંગોને બહુજ સુન્દર રીતે વર્ણવવામાં આવ્યા છે. ખ્રિસ્તી ગ્રન્થોમાં પણ તે તે સમાજને અનુકૂળ ઘણાં રૂપકો છે.

શૂળી પર લટકતી ખ્રિસ્તની કાયા આપણા પણ દિલને શું નથી આકર્ષતી ?

" મને તો આ લોક કે પરલોક કોઇનીયે શૂળી નજરે પડતી નથી કારણ કે તારી સાથેના પ્રેમને કારણ મંસૂરની માફક મારી શૂળી પણ કોઇ ઓરજ છે. "

'સૂલી ઉપર સેજ પીયા કી જિસ પર મિલના હોત.'

## અકબર-દિલીની જરૂરીઆત.

આ અકબર-દિલીની જરૂરત અકબરને જ હતી અને આપણને તે કાંઇ જ ઉપયોગની નથી એમ નથી. શું આ બાદ-શાહ-દિલી બાદશાહોને માટે જ છે ? કદાપી નહીં. જીસસ ક્રાઇસ્ટની પાસે લાવલશ્કર કે અંગરક્ષક એમાંનું કાંઇ જ હતું નહીં પણ એના એ વિભૂતિમય હૃદય પર લાખો નહીં બલ્કે કરોડો યુરોપવાસીઓ જાન કુરબાન કરવા તૈયાર થઇ જાય છે. એ નિર્ધન ક્રાઇસ્ટે બતાવેલા ધર્મમાર્ગે ચાલવાથી પોતાને મોક્ષ મળશે એમ કરોડો માણસો માને છે. એક દિવસ એ વિશાળ અરબસ્તાનના એક અભણ, અનાથ વનવાસીના હૃદયમાં ઇસ્લા-મનો અગ્નિ ભભુકી ઉઠયો. શ્રદ્ધાનો દાવાનળ પ્રકટયો. **ला इल्लाह इल्लिल्लाह**-સીવાય એક પરમેશ્વર બીજું કંઇ જ નથી. શ્રદ્ધાના આ પ્રબળ અગ્નિએ નિર્જીવ રેતીના કણને દારૂની ગોળીઓ બનાવી દીધી. થોડા જ સમયમાં તો એ ગોળીઓ એશિયાના આ કિનારાથી તે આફ્રિકાના પેલા કિનારા સુધી

ફેલાઈ ગઈ. પૂર્વ અને પશ્ચિમને જાણે એક કરી દીધું! દિલ્હીથી ગ્રેનેડા સુધીના પ્રદેશને ઘેરી લીધો. હાય ગજબ! એક સાધારણ માણસ, કંગાલ માણસ,—બાદશાહ નહીં, અમીર નહીં, વિદ્વાન પણ નહીં. એક અભણ અનાથ વનવાસી. એનામાં એવી ઇશ્વર પરાયતા! કોણ કહેશે કે અકબર-દિલ્હી-આત્મમહત્તા મેળવવા માટે બાહ્ય બાદશાહ થવાની જરૂરત છે? બલ્કે બહારની બાદશાહત તો આ આત્મમહત્તાના માર્ગમાં અંતરાયરૂપ છે. બુદ્ધ ભગવાનને આત્મમહત્તા મેળવવા માટે બહારના એ રાજપદને છોડવું પડયું હતું. સંસારની અનેક વિધ સામગ્રીઓની વચમાં આપણે જલકમલવત્ રહેવાની જરૂરત છે. આજ બોધ પ્રાચીન કાલમાં યુદ્ધના ભયંકર મેદાનમાં **एकत्वमनुपश्यति**ના સુમધુર ગાન દ્વારા શ્રીકૃષ્ણ ભગવાન અને જનહિતાર્થે **लोकसंग्रह**માં પરાયણ રહીને મહારાજા જનક, અજાતશત્રુ, ભગવાન રામચંદ્રજી આપણી આગળ મૂકી ગયા. તમે ગમે તે સ્થિતિમાં હો પ્રથમ આત્મમહત્તા પ્રાપ્ત કરો, એ જ તમારૂં હાલનું કર્તવ્ય છે.

પ્રિય ભારતવાસીઓ! નિરાશ થતા નહિ. આ બીનો ફણગો ફૂટયા વિના રહેવાનો નથી. અનન્તશક્તિરૂપિણી પ્રકૃતિ સ્વયં એની ખેડુત છે. તમારી શ્રદ્ધાના અપૂર્વ જ્યોતિ આગળ તમારા શત્રુઓના ગર્વ તુટો! તમારી દૃઢ પ્રતિજ્ઞાના બળ વડે તમારી સર્વ બલાઓ દૂર થાઓ! મારા પ્રાણ સ્વરૂપ! જ્યારે આ માટીનાં ઢેફાંઓની અંદરથી અન્નનાં કણ ઉગી નીકળે છે ત્યારે તમારા હૃદયમાં મહત્તાનું બીજ પણ ન ઉગી નીકળે એ માનવા સરખું છે?

યુદ્ધમાં વિજય મેળવવો એ એક માણસના પર આધાર રાખનારી વાત નથી પણ દિલ પર જીત મેળવવી એ તો જરૂર તમારા જ કબ્જાની વાત છે. એ તો સાચું જ છે કે જે માણસ પોતાના હૃદયનો માલિક છે તે આખા સંસારનો માલિક થઈ શકે છે.

મારના દિલકા સમઝતા હૂં જિહાદે–અકબર, *
વહ ગાઝી × હૈ બડા જિસને યહ કાફિર મારા,

હજારો મંદિરોમાં દર્શન કરવા ભટકવા કરતાં સર્વની જોડે એક દિલ થઈ જવું એ ઉત્તમ છે; અને મુકિતની આશામાં યાત્રાઓ કરવા નીકળી પડવા કરતાં હૃદયને મુકત કરી મનને વશ કરવું એ શ્રેષ્ઠ યાત્રા છે. અંતઃકરણ પ્રકાશસ્વરૂપ આત્માને વિચરવાનું ધામ છે પોતાના મન પર ખરો કાબુ મેળવવામાં સઘળી સાર્થકતા સમાયલી છે, બાકી આખાં લક્કડ પીઠાંનો ઉપયોગ કરી બાંધેલાં મંદિરો તો ભસ્માન્ત છે. તમે બ્હારનું સામ્રાજ્ય પ્રાપ્ત ન કરી શકો એ બનવા જોગ છે પણ કમથી કમ તમે એક દેશના–એક વિલાયતના રાજા તો જરૂર થઈ શકો છો. એ વિલાયત તે કયું? તમારૂં પોતાનું મન; તમારા અંતઃકરણનું સામ્રાજ્ય.

દિલ પર ભી ન ક઼ાબૂ હો તો મર્દાનગી કયા હૈ ?
ઘરમેં ભી ન હો સુલ્લાહ તો ફર્જાનગી કયા હૈ ?

---

*. ભારી ધર્મયુદ્ધ.
× ધાર્મિક યોદ્ધો.

ખરો શહેનશાહ તો એ કે જે પોતાના મનરૂપી વિલાયતમાં ક્રોધ, વૈરભાવરૂપી કોઇપણ પ્રકારના સેતાનને જરા ફરકવા પણ દેતો નથી. જો અંતઃકરણનો પ્રકાશ તમારા આ શરીર પર ન પડી શકતો હોય તો બહેતર છે કે એવા શરીરને જમીનમાં દાટી દો; કેમકે અંધારી રાત્રે દીવા વિનાના ફાનસની કિંમત એક કોડીની પણ નથી.

## શક્તિનો પ્રવાહ.

ભલાઇ વડે જ ખરેખરૂં ઐક્ય થઈ શકે છે. જે લોકો ઇન્દ્રિયોના ગુલામ બનીને ઉન્નતિની આશા રાખે છે તેઓ રેતીમાં કિલ્લા બાંધી રહ્યા છે. જેમની અંદર બુરાઇની ભાવના મોજુદ છે અને જેમનામાં અવિદ્યાનો અંધકાર જામેલો છે તેમને વિકાસક્રમનો નિયમ અને ઇશ્વરેચ્છાનું દબાણ નિરાશાની નદીમાં લઈ જઈ ડુબાડી દે છે. પવિત્રતામાં જ શક્તિનો વાસો છે. આ એ ઇશ્વરી નિયમ છે કે જેને કોઇપણ અટકાવી શકતો નથી. રાજકવિ ટેનિસને એક સ્થળે લખ્યું છે:—

My strength is as the strength of ten
Because my heart is pure.

—મારામાં દશ નવયુવાનો જેટલી શક્તિ છે કારણ કે મારૂં હૃદય પવિત્ર છે. આ સ્થિતિ ઓછાવત્તા પ્રમાણમાં કદીપણ અનુભવી હોય તો તમારા મનને પૂછી ખાત્રી કરો કે એ કથન સાચું છે કે નહિ? પવિત્રતા અને સત્ય, વિશ્વાસ અને

ભલાઇ, શ્રદ્ધા-ઇસ્લામ અને અકબર-દિલી-આત્મમહત્તાથી તરબોળ થએલો માણસ વિદ્યાની ઉન્નતિ કરવાનો સવાલ હાથ ધરી આગળ વધે છે ત્યારે દેન નથી કોઇની કે એના રસ્તામાં આડે આવી શકે. જો તમારી અંદર પવિત્રતા અને સત્યની શક્તિ હશે તો તમારી દૃષ્ટિ લોઢાના સ્તંભોને ભેદી શકશે; વિચારરૂપી તમારી ઠેસના જોરથી પહાડોના પણ ટૂકડે ટૂકડા થઇ જશે. દુનિયાના બાદશાહો! રસ્તામાંથી બાજુ પર હઠી જાઓ! રાજરાજેશ્વર-આંતર સામ્રાજ્યના અધીશ્વરની સવારી આવે છે.

સૂર્યોદય થતાં રાતભરનું જામેલું ધુમ્મસ જેમ ઉડી જાય છે તેમ સેંકડો વર્ષ થયાં દેશમાં જામી ગએલો પક્ષપાત એના પગે ઠોકરાઇને કયાંનો કયાંય ઉડી જશે. એ રામના ચરણનો સ્પર્શ થતાં અહલ્યાની શીલા દેવી બનીને સ્વર્ગમાં ચાલી જશે. તમે આત્મપ્રેમ અને મહાત્તારૂપી હલેસાં વડે અવિદ્યારૂપી સમુદ્રનાં જલ કાપો. એક વખતે એક મસ્ત મહાત્માએ કહેલું છેઃ-"મારી જમણી તરફ સૂર્ય ને ડાબી બાજુએ ચંદ્ર આવીને ઉભા રહી મને પાછા હઠવાનો હુકમ કરે તોપણ હું એક તસુભર પાછો હઠું નહીં."

ચાહે ધ્રુવ એનાં સ્થાનેથી ખસી પડે કે સૂર્ય ઉગતા પહેલાં જ આથમી જાય તોપણ ખરા સાહસિક પુરુષોનું સાહસ કદીપણ ઓછું થતું નથી; તેમનું બળ કમી થતું નથી. અંતઃકરણની શુદ્ધિ, આંતરસત્ય અને આત્મમહત્તામાં

આવી અદ્દ્ભુત શક્તિ રહેલી છે આટલું થયા વિના દિલનો ભય કદીપણ નાબુદ થવાનો નથી. ઘોર અંધકારમાં તો ફક્ત પાપ કર્મ સિવાય બીજી કોઇપણ જાતનું કાર્ય થઈ શકતું નથી–The deeds of darkness are Committed in the dark. મનુષ્યમાં આંતરશ્રદ્ધા અને આત્મમહત્તારૂપી પ્રકાશ ન હોય તો એ કાંઇપણ મહાન્ કાર્ય કરી શકતો નથી. આપણી અંદર શ્રદ્ધા અને પવિત્રતાનું બળ જેટલા વધારે પરિમાણમાં હશે તેટલા વધારે તેજથી આપણાં કામ બ્હાર દીપી નીકળશે.

તમારા દિલમાં જ્યાંસુધી ભય અને શંકાઓ રહેલી છે ત્યાંસુધી આ દુનિયાના વિવિધ રંગો તમને જરૂર ભડકાવ્યા કરશે. પણ જ્યારે તમે આ સંસારની લાલચો અને ભયની સ્હામે છાતી કાઢી અવિચલ ધ્રુવની જેમ અડગ ઉભા રહેશો ત્યારે તમે આ સંસારને જરૂર હચમચાવી શકશો. આમાં સંશય કરવો એ નાસ્તિકતા છે.

## એકતા.

અકબર–દિલીનો અર્થ મહાત્મા છે. જે માણસનું હૃદય એક નાના સરખા વર્તુળમાં આબદ્ધ છે, જે સંકીર્ણતાનો દાસ છે અને હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી એવાં નામોના વાડાઓ પ્રત્યે જ ફક્ત સહાનુભૂતિ રાખે છે એવો માણસ કદીપણ મહાત્મા થઈ શકતો નથી. એ બિચારો તો કૃપણ-ચિત્ત છે, ઉદારદિલનો નથી; મંદાત્મા છે મહાત્મા નથી.

હર જાન મેરી જાન હૈ હરએક દિલ હૈ દિલ મેરા.
હાં બુલબુલે-ગુલ મેહરો-મા કી આંખ મેં હૈ તિલ મેરા.
હિન્દુ મુસલમાન પારસી સિખ જૈન ઈસાઈ યહુદ,
ઇન સબકે સીનોમેં[1] ધડકતા યકસાં[2] હૈ દિલ મેરા.

જાપાની બાળક નિશાળે જવા માંડે છે ત્યારે નીચે આપેલો વાર્તાલાપ ગુરુ અને શિષ્ય વચ્ચે એક ન એક દિવસે અવશ્ય થાય છે.

ગુરુઃ—ભાઇ, તારી ઉમ્મર કેટલી હશે વારૂ ?

બાળક પોતાની ઉમ્મર જણાવે છે ત્યાર પછી ગુરુ એને પ્રશ્ન પૂછે છે કે તું આટલો મોટો કેવી રીતે થઈ શકયો ?

શિષ્યઃ—અન્નજલના સેવનથી.

ગુરુઃ—એ અન્નજલ કયાંથી આવ્યાં ?

શિષ્યઃ—આપણા દેશ જપાનની ભૂમિમાંથી.

ગુરુઃ—ઠીક, ત્યારે તારૂં આ શરીર વાસ્તવમાં જપાનની ભૂમિથી પોષાયું છે અને જપાની દ્વારા જ તે ઉત્પન્ન થયું છે. આ તારૂં સુન્દર કલેવર જે માબાપ વડે ઘડાયું તે માબાપમાં પણ અન્નજળ વડે જ શકિત આવી ખરૂં કેની ?

શિષ્યઃ—હાજી.

ગુરુઃ—ત્યારે તો જ્યારે જરૂર પડે ત્યારે તારા આ શરીરને જપાન માંગી લઈ શકે છે.

---

+ ૧. હ્રદય ૨. એકસરખું.

શિષ્યઃ—જરૂર જ. એ વખતે હું કોઇપણ જાતનું બ્હાનું કાઢું તો એ વાસ્તવિક નહિ જ ગણાય.

આટલી નાની સરખી વાતચિત્તને પરિણામે દેશ માટે સમર્પણ કરવાનો ખ્યાલ એ નાનાં બાળકોની નસેનસમાં ઘુસી જાય છે. જે નાનાં બાળકોનાં મગજમાં આવી મોટી વાત ઠસી જાય છે અને તેને અમલમાં મૂકવાનો પ્રયત્ન પણ કરે છે તેઓ ધન્ય છે.

આપણે હિન્દુ અને મુસલમાનો એક જ માતાના (ભારતના) સન્તાનો છીએ, એક જ માતાના પયપાનથી ઉછર્યા છીએ. હિન્દુ અને મુસલમાન એ બન્નેની નસેનસમાં એક જ ભૂમિની વનસ્પતિ, જલ અને વાયુથી પેદા થયેલું લોહી વહી રહ્યું છે એટલે આપણે સગા ભાઇઓ છીએ એ વાત ભારતવર્ષમાં આપણા વિદ્વાન્ પંડિતોને કે આલિમ ફાજિલ મોલવી સાહેબોને જમનાઓ વીતી જાય તોપણ ગળે ઉતરવી કઠણ છે. યુરોપવાસી અમેરિકામાં જઇ વસે છે તો ફક્ત ત્રણ જ વર્ષની અંદર એને અમેરિકાના પાડોસીઓ માટે સહાનુભૂતિ અને પ્રીતિ ઉત્પન્ન થાય છે, પછી ભલે એ પાડોસી એના સંપ્રદાયનો હોય કે બીજા કોઇ સંપ્રદાયનો. ત્યાં એમ બનતું નથી કે "દિલ જાવે ને મન માળવે"—શરીર અમેરિકામાં અને મન એના એ પુરાણા દેશમાં.

યુરોપીય વસ્તીનો મોટો ભાગ ખ્રિસ્તીધર્મ પાળે છે અને ક્રાઇસ્ટના નામ પર મરી પડવામાં આનંદ માને છે. પણ

તેથી એમાંનો કોઇપણ ક્રાઇસ્ટના દેશને અને તેની જાતિને પોતાના વસવાટના મુલક કરતાં વધારે વ્હાલી ગણતો નથી. પ્યારા મુસલમાન ભાઇઓ ત્યારે હિન્દુસ્તાનમાં આ ભેદ કેમ જણાય છે? કવિના જ શબ્દોમાં કહું તો "**सिर है कहीं दिल कहीं, जाँ कहीं है.**"

જ્યારે તમે હિન્દુસ્તાનમાં જ રહો છો તો પછી હિન્દુઓ સાથે એક દિલ કેમ નથી થઈ જતા? એમનાથી અલગ કેમ રહો છો? હિન્દુ પંડિતજી મહારાજોને પણ આ સ્થાને કહેવું જોઇએ કે ધાર્મિકતાના બોજા નીચે દબાઈ ગએલા મહારાજ-શ્રીઓ! મર્યાદાપુરુષોત્તમ ભગવાન રામચંદ્રે શબરીનાં જે એઠાં બોર ચાખ્યાં, ગરીબ પારધીને જે પ્રેમથી આલિંગન આપ્યું, વાંદરાઓને પણ મોહિત કરી નાંખે એવી પ્રીતિ અને શત્રુના ભાઇ પ્રત્યે બતાવેલી અનુકંપાનું જરા સ્મરણ તો કરો! લઢાઇના મેદાનમાં બન્ને પક્ષની સેનાઓ આવી ગોઠવાઈ ગઈ હતી. સમસ્ત ભારતવર્ષના વીરોના હૃદયમાં ક્રોધ અને દ્વેષ ઉછળી રહ્યો હતો. ઠીક એ જ અવસરે જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણે કેવા સુન્દર અને સ્પષ્ટ શબ્દોમાં તમારે માટે સંદેશો આપ્યો. એ ઘટનાને બન્ને હજારો વર્ષો વીતી ગયાં. આકાશે પોતાની ટપાલ ઓફિસમાં ગુરુના નામનો સિક્કો ન માર્યો. દૂત વાયુ આ સંદેશાને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, જૂની દુનિયાં, નવી દુનિયાં વગેરે સ્થાનોમાં પહોંચાડી આવ્યો. આ સંદેશાને આચરણમાં મૂકીને અન્ય દેશવાસીઓ રાતદિવસ ઉન્નતિ કરી રહ્યા છે. પણ હાય! આ અદ્‌ભુત શ્રુતિનો આવિર્ભાવ જે જાતિમાં થયો

એ જાતિએ તો એને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો વખત આવ્યો ત્યારે બાનાં કાઢી વેગળી કરી દીધી.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनी।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः॥
इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।
निर्दोषं हि समं ब्रह्म तस्मात् ब्रह्मणि ते स्थिताः॥

(ગી० અ० ૫.)

વિદ્યાવિનયસંપન્ન, બ્રાહ્મણ, ગાય, હાથીમાં,
શ્વાન, ચાંડાલમાંહી યે પંડિતો સમદર્શી છે.
અહીં જ જગ તે જીત્યા, જેનું સામ્યે ઠર્યું મન,
બ્રહ્મ છે સમ નિર્દોષ, તેથી છે બ્રહ્મનિષ્ઠ તે.

જેનાં પ્રેમચક્ષુ ખુલી ગયાં હોય તે જ પંડિત. જે જ્ઞાન અને પ્રેમની અજબ મસ્તીમાં પશુ, વનસ્પતિ અને પાષાણુ સુદ્ધાંમાં ભગવાનનાં દર્શન કરે છે તે જ ખરો પંડિત છે. પ્રેમના અઢી અક્ષર જે ઉકેલી શક્યો તે પંડિત મનુષ્યની છાયા પડતાં જ જે કાઢો પીધો હોય એવું કટાણું મ્હોં કરી નાંખે અને મુસલમાનને અડવામાં આભડછેટ તેમજ પાપ સમજતો હોય તથા ફક્ત પાષાણુમાં જ ભગવાન છે એમ માની બેઠેલો હોય એવા અંધને તે ભલા પંડિત કેવી રીતે કહેવો ?

પોતાના દુધભાઇને માટે અકબરની પાસે ઘણી ફરીઆદો આવી. ઘણીવારનાં તોફાન અને બંડની ખબર અકબરે આ

કાને સાંભળીને પેલે કાને કાઢી નાંખી. છેવટે કેટલાક શુભચિન્તકો બાદશાહને કહેવા લાગ્યા કે જહાંપનાહ આટલી હદ સુધીની નરમાશ રાખવી એ ઠીક ન કહેવાય. ત્યારે બાદશાહે જવાબ આપ્યો કે તમે એ બાબત સમજી શકતા જ નથી. એ ભાઇ અને મારી વચમાં એક જ દુધની નદી વહી રહી છે. એ નદીની ધારાને હું તોડી શકું એમ નથી. ધન્ય છે એને ! અકબર અને એના દુધભાઇએ એક જ રાજપુત માતાનું દુધ પીધું હતું. હિન્દુ અને મુસલમાનો પણ એક જ માતાનું (ભારત-માતાનું) દુધ પીએ છે. બધી પાછલી ફરીઆદો ભૂલી જાઓ. ગઇગુજરી બધી વિસારી દો—માફ કરો. ગુસ્સે થયેલાંને પણ મનાવી દો. હું એક સુવિખ્યાત કાવ્યની અતિમનોહર પંક્તિઓની તમને યાદ આપીશ.

"કેશમાં નાંખેલા સુગન્ધિત દ્રવ્યોથી પરિમલ ફેલાવતી હે સુકેશી ! તારાથી કાંઇ અણુઘટતું થઈ ગયું હોય તો એની કાંઇ ફિકર નહિ. તારા પ્રિયતમે મારા પર કંઇ અત્યાચાર ગુજાર્યો હોય તો તે ભલે થઈ ગયો. મોહબતને અને હાવભાવને લીધે કોઇ દિલ મારી પાસેથી લઈ લેવામાં આવ્યું હોય તોપણ કાંઇ હરકત નહિ. પ્રિયા અને પ્રિયતમની વચમાં કોઇ ટંટો-ફિસાદ ઓચિંતો થઈ ગયો હોય તો તે પણ ભલે થઈ ગયો !"

તારે કબ રોશની સે ન્યારે હૈં ?
તુમ હમારે હો, હમ તુમ્હારે હૈં.

* * *

ઐ અદૂ! ઐંઠ લે બિગડ, તન લે,
સખ્ત કહ દે કિ સુસ્ત હી કહદે.
જોશ ગુસ્સા નિકાલ લે દિલ સે,
તાકતે તૈશ અજમા તૂ લે.

\+ + +

મુઝે ભી ઇન તેરી બાતોંસે રોક થામ નહીં,
જિગર મેં ધામ ન કરલૂં તો "રામ" નામ નહીં.

ૐ! ૐ!! ૐ!!!

# ભારતવર્ષની વર્ત્તમાન જરૂરીઆતો.

નવીનતા, પ્રતિષ્ઠા કે લોકપ્રિયતા પ્રાપ્ત કરવાની વાસના ઘણા માણસોને સત્યના માર્ગથી અળગા રાખે છે. આવી જાતની વાસનાઓ અને આત્મપ્રસંશા ( Self–flattery ) થી ફુલાયા વિના તેમજ દુઃખથી નિરાશ થયા વગર ભારતની વર્તમાન જરૂરીઆતો વિશે જ્યારે આપણે શાંત મને વિચાર કરીએ છીએ ત્યારે દેશની એક એવી શોચનીય અવસ્થા આપણી નજર આગળ તરી આવે છે કે આપણે અવાક્ થઇ જઇએ છીએ. એકજ પવિત્ર દેશમાં રહેવાથી જે સમ્બન્ધ ઉત્પન્ન થાય છે એની તો આપણે બીલકુલ પરવા જ કરતા નથી. આનું તાત્પર્ય એટલું જ નીકળે છે કે આપણામાં બન્ધુત્વનો, જાતીય પ્રેમનો પુરો અભાવ છે. ધાર્મિક પંથના ભેદોએ લોકોના મનુષ્યત્વ ઉપર અંધાર પીછેડો ઢાંકી દીધો છે અને રાષ્ટ્રીયતાની કલ્પના સુદ્ધાંને પ્રાયઃ દુધપીતી કરી નાંખી છે.

અમેરિકામાં વધારે નહિ તો લગભગ હિન્દુસ્તાનના જેટલા પન્થો તો છે પરન્તુ એ પંથોના ઉપર જ ગુજરાન કરનાર કેટલાક પેટભરાઓને બાદ કરીએ તો બાકીના લોકો પોતાના દેશબન્ધુત્વને ધાર્મિક મતમતાંતરોને હવાલે જ રાખી મુકતા હોય એવું કદીપણ જોવામાં આવશે નહીં. દેશબન્ધુત્વનો પ્રશ્ન આવી ખડો થાય ત્યારે તેઓ આ કેથોલિક છે, આ મેથોડિસ્ટ છે કે પ્રેસબિટેરિયન સમ્પ્રદાયનો છે એવો બખેડો કરતા નથી. જો નિષ્પક્ષપાતપણે બોલીએ તો એટલું તો જરૂર

જ કહેવું પડશે કે આપણા ભારતવર્ષમાં બને છે તેમ ત્યાં નામમાત્રનું ધાર્મિકપણું સ્વાભાવિક મનુષ્યત્વનો લોપ કરી શકતું નથી. હિન્દુસ્તાનમાં મુસલમાન ભાઇઓને એકજ સ્થાનમાં રહેતાં કેટલીયે પેઢીઓ થઈ ગઈ તોપણ તેજ દેશમાં પોતાની નજીકમાં રહેવાવાળા હિંદુભાઇઓ કરતાં દક્ષિણ યુરોપમાં રહેતા તુર્કીભાઇઓ પ્રત્યે તેઓ વિશેષ સહાનુભૂતિ દાખવે છે. હિન્દુ માબાપને પેટે જન્મેલું એક જ બાળક ખ્રિસ્તી થઈ જતાં તો પોતાની આજુબાજુના માણસોને માટે રસ્તાના કુતરાંઓ કરતાં પણ વધારે અજાણ્યું બની જાય છે. મથુરાંનો એક દ્વૈતવાદી વૈષ્ણવ દક્ષિણના એક દ્વૈતવાદી વૈષ્ણવને માટે સર્વ કાંઇ કરવા તૈયાર થાય છે પણ તે જ વૈષ્ણવ પોતાના જ શહેરમાં વસતા એક અદ્વૈતવાદી વેદાન્તી ભાઇનું માનભંગ કરવામાં જરા યે કસર રાખતો નથી. બધા પંથોવાળાનું પોતાનું અજ્ઞાન અને પક્ષપાતીપણું જ ઉપરના દોષનું કારણ છે. " એક જ સ્થાનમાં રહેવાવાળા તે શત્રુઓ " આ એક નાનું વાક્ય આપણી ચાલુ અવસ્થાનું યથાર્થ દર્શન કરાવે છે. એક રાષ્ટ્રીયતાનો વિચાર એ પણ આજકાલ એક અર્થહીન શબ્દ બની ગયો છે. આમ થવાનું શું કારણ છે? નિર્જીવ ભૂતકાલીન વિધિઓનું આંધળા બનીને સમર્થન કર્યા કરવાથી અને ધર્મના પવિત્ર નામ પર અપાતા ઢંગધડા વગરના અંધશિક્ષણના ગુલામ થઈ જવાથી આવું પરિણામ આવે છે. ફકત શાસ્ત્રનાં પ્રમાણોને લઇને માથાકુટ કર્યા કરવાથી તો આધ્યાત્મિક આત્મઘાત થાય છે.

ઉદાર શિક્ષણ, યથાર્થ જ્ઞાન, સપ્રયોગ પરીક્ષણ અને શાસ્ત્રીય તત્વનો પદ્ધતિસર વિચાર અને અભ્યાસ કરવાથી આ બધી અસત્ય કલ્પનાઓ દૂર થઈ શકે છે; બીજી કોઇ રીતે નહીં. આધુનિક શાસ્ત્રશોધનને પરિણામે મળી આવેલાં ઉત્તમ તેમજ મનુષ્યનું કર્તવ્ય શીખવનાર તત્વો જે પંથ કે ધર્મમાં ન હોય તે પંથ યા ધર્મને પોતાના ભોળા ભલા ભક્તો પર આધાર રાખી આજીવિકા નિભાવવાનો જરા પણ અધિકાર નથી. પ્રાચીન કાળનાં ઘણાં ધાર્મિક તત્વો અને સમ્પ્રદાયો કેવળ તે સમય સુધીમાં જાણવામાં આવેલા નિયમો અને સિદ્ધાન્તો હતા. એ સમયે પણ તે સિદ્ધાન્તોને એકદમ સ્વીકારી લેવામાં આવતા નહીં. કોઇ પણ નવો સિદ્ધાન્ત જાહેરમાં આવે કે પ્રથમ તો તે પર ભારે વાદવિવાદ થતા; અને ત્યારપછી જો તે પ્રમાણિત ઠરતો તોપછી ખૂબી તેજીભેર તેનો સ્વીકાર કરવામાં આવતો. પણ વાહરે દુર્દૈવ એ જ તત્વોને જન્મ આપવાવાળી માતા—સ્વતંત્ર વિચાર અને નિદિધ્યાસનને તો પૂરેપૂરા વિસારી દેવામાં આવ્યા છે. અરે ! બાળકોને પોષનારી માતાના જ પ્રાણ લઈ લેવામાં આવ્યા !

ધીરે ધીરે પરિસ્થિતિ એટલી હદ સુધીની બગડી ગઈ કે એક બાળક પોતે મનુષ્ય છે એ વાત પૂરેપૂરી રીતે કળી શકે ત્યાર પહેલાં જ તે પોતાને હિન્દુ, મુસલમાન કે ખ્રિસ્તી તરીકે ઓળખાવા લાગ્યો. ધર્મમાર્ગે ચાલનાર વ્યક્તિઓના આળસનું પરિણામ એ આવ્યું કે અમુક માણસોના મતને, ગ્રન્થોમાં નોંધેલાં પ્રમાણોને અને વિસ્તારથી લખાયલાં પુસ્તકોને માન

મળવા લાગ્યું. સ્વયં અભ્યાસ, નવીન સિદ્ધાન્તોનું સંશોધન, ચાતુર્ય અને ધ્યાન વગેરે બાબતોના ગવેષણાપૂર્ણ અભ્યાસનો લોપ થયો. ખુદ ધર્મસંસ્થાપકો પણ આધ્યાત્મિક અને આધિભૌતિક પ્રકૃતિ તથા તેના નિયમોનો દક્ષતાપૂર્વક અભ્યાસ કરતા હતા એ બાબત તરફ તો કોઇનું ધ્યાન ગયું નહીં. આ બધાનું પરિણામ એ આવ્યું કે સૃષ્ટિના નિયમ મુજબ ધાર્મિક અવનતિ શરૂ થઇ. જીસસ ક્રાઇસ્ટના એ પહાડી ઉપદેશો અને વૈદિક યજ્ઞોનાં ખરાં રહસ્યોને ધીરે ધીરે તિલાંજલિ આપવામાં આવી. એ ઉદાત્ત અને જીવન્ત રહસ્યો જતાં શબ્દોના હાડપિંજર પડયાં રહ્યાં. જનસમાજે તેનો જ કબજો લઇ લીધો. સમાજની નિષ્ઠા પણ તના ઉપર વધારે ને વધારે જામવા લાગી. આ દુર્ઘટના આટલે જ આવી અટકી નહીં પણ કલેવર પૂજન કરવાની ધૂનમાં જનસમાજે જીસસ, મોહમ્મદ, વ્યાસ, શંકર વગેરે સત્યનિષ્ઠ મહાત્માઓને પ્રભુના પ્રતિનિધિનું નામ આપી કલંકિત કરવા માંડયા. પ્રકૃતિના મૂળ ગ્રન્થોની સાથે એમના ગ્રન્થો મૂકીને એ ગ્રંથોનું પણ અપમાન કર્યું.—કારણ કે પ્રકૃતિના એ અગાધ ગ્રથોમાંથી જ તે તે મહાત્માઓએ ફકત અમુક અમુક તત્વો લીધાં હતાં.

રામના કહેવાની મતલબ એવી નથી કે આ બધી ધાર્મિક રીતોનો કાંઇ જ ઉપયોગ ન હતો. કોઇ એક યુગમાં એમની જરૂરત અવશ્ય હતી. એકાદ બીજને વધવા માટે તેના રક્ષક છોડની જરૂરત હોય છે પરન્તુ બીજ ઉગી નીકળ્યા પછી જો પેલું છોડું ખરી ન જાય તો એ છોડની વૃદ્ધિમાં

સહાયક ન થતાં ઉલટું બાધક નિવડે છે. નિયમબન્ધનોની જરૂરતનો પણ નિયત સમય હોય છે. સર્વદા એક સરખી રીતે તેમને કાયમ રાખવાં એટલે મનુષ્યના વિકાસને અટકાવવા એક અદશ્ય કારાગાર તૈયાર કરવા સરખું થાય. આપણે બીજ પર ધ્યાન આપવાનું છે નહિ કે છોડા પર. પ્રત્યેક મનુષ્યે નિયમોની વાડોમાં પુરાઇ ન રહેતાં પ્રકૃતિના એ લિપિબદ્ધ થએલા અપૂર્વ ગ્રંથોના રહસ્યો અનુભવવાનાં છે. એક પયગમ્બરની શક્તિ એ મારો પણ જન્મસિદ્ધ અધિકાર છે એટલો અનુભવ તો દરેક વ્યક્તિએ કરવાની જરૂરત છે.

એવા ઘણા માણસો હોય છે કે જેમને એકાદ મકાનનો નકશો બતાવીએ તોપણ એ મકાન તૈયાર ન થાય ત્યાં સુધી એની રચનાનો ખ્યાલ એમને આવતોજ નથી. આ પ્રમાણે એવા પણ માણસો હોય છે કે જેમના મગજમાં વર્તમાન અને ભૂતકાળથી એક આંગળ પણ આગળ વધવાનો વિચાર ઘુસી શકતો નથી. હર્ષની વાત છે કે ભારતવર્ષમાં આવા લોકોની સંખ્યા દિન પર દિન ઓછી થતી જાય છે. કાર્યક્ષમ (વ્યવહારૂ) વેદાન્ત (Dynamic Vedant) એટલે લોકોને અનિશ્ચિત ઉત્થાનપતનની પરાકાષ્ઠાઓની પાર લઈ જઈ સ્વાભાવિક ઐશ્વર્ય તથા ઐક્યનો અનુભવ કરાવનારૂં અને સઘળા ભેદ-ભાવોને સ્થાને કુદરતી મૈત્રીની સ્થાપના કરાવનાર જ્ઞાન. આવી જાતના વેદાન્તની જરૂરત કયા દેશમાં નથી હોતી? પરન્તુ ભારતવાસીઓને તો એની અત્યંત જરૂરત છે. ભારતવર્ષની વર્તમાન જરૂરીઆતોને પહોંચી વળવા કાજે અને પ્રેમ તથા

જ્ઞાનનો પ્રકાશ ફેલાવવા માટે રામ એક ચૈતન્ય મંદિર સ્થાપવાની યોજનાનો ખરડો આપના આગળ રજુ કરે છે. રામ એ યોજનાનું સંક્ષેપમાં જ વર્ણન કરશે.

## સ્થૂળ રૂપરેખા

આ ચૈતન્યમંદિરમાં જૂદા જૂદા ધર્મ અને દર્શનોનું તુલનાત્મક દૃષ્ટિથી જ અધ્યયન કરાવવું. અભ્યાસીઓને પ્રાચીન તેમજ અર્વાચીન ધર્મ અને દર્શનોનો અભ્યાસ બુદ્ધિપૂર્વક પક્ષપાતરહિત એક તટસ્થ વ્યકિતની માફક કરાવવો અને એ દૃષ્ટિ ખ્યાલમાં રાખી તેમને અભ્યાસમાં જોઇતી મદદ આપવી. વિદ્યાર્થીઓની યોગ્યતા પ્રમાણે જ ધાર્મિક તેમજ દાર્શનિક ગ્રંથોનું અધ્યયન કરાવવું. આ બધા અભ્યાસ દરમ્યાન અધ્યાપકો એમને માત્ર સહાયતા જ આપશે. દરરોજ સ્હાંજના આ મંદિરમાં એક સભા થાય અને તે સભા સમક્ષ વિદ્યાર્થીઓએ દિવસે જે જે બાબતોનું અધ્યયન કર્યું હોય તે કહી સંભળાવે. તે ઉપરાંત એ વિષયોનું અધ્યયન કરતી વખતે તેને શા શા વિચાર આવ્યા તે પણ કહી સંભળાવવા જોઇએ. આ ઉપરાંત ભિન્ન ભિન્ન વિષયો પર જે કથનો થયાં તે બધાંમાં એક સરખો મેળ બતાવવા માટે આચાર્યે વાર્તાલાપના રૂપમાં વિવેચનો કરવાં જોઇએ. આમ કરવાથી ફાયદો એ થશે કે દરેકના જૂદા જૂદા માનસિક પરિશ્રમનો લાભ ચૈતન્યમંદિરના દરેક વિદ્યાર્થીને મળી શકશે. વર્તમાન આવશ્યકતા મુજબ બધાએ એકઠા મળીને કામ કરવાથી એમના માનસિક કાર્યનો પ્રભાવ વિશેષ ફેલાશે અને સાચી વિદ્યાનો વિકાસ થશે.

## તત્વશાસ્ત્ર.

વિજ્ઞાનની જૂદી જૂદી શાખાઓ જેવી કે વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર વિદ્યુતશાસ્ત્ર વગેરે વિષયોનો અભ્યાસ પણ નવા દાખલ થનાર વિદ્યાર્થીઓને ભારતવર્ષની ચાલુ જરૂરીઆત મુજબ તત્વનિર્ણયની દૃષ્ટિથી ધાર્મિક અને દાર્શનિક સહાયતા વડે કરાવવો જોઇએ. આ વિદ્યાર્થીઓને માટે તે તે વિષયની અલગ અલગ પ્રયોગશાળા પણ સ્થાપવી જોઇએ.

આ વિદ્યાનો પ્રચાર કરવાની એ પણ એક જરૂરત છે કે પ્રત્યક્ષ પ્રયોગો દ્વારા અમુક પરિમાણમાં ધાર્મિક મિથ્યા-બોધને દૂર કરી શકાશે અને લોકો પરિશ્રમ તેમજ પરાક્રમને અધિક લાભદાયક સમજી બુદ્ધિમત્તાભર્યાં કાર્યો કરવાનું હાથ ધરશે. ઉપર ઉપરથી જોવાથી બહુ જ સાધારણ અને વ્યવહારૂ જણાતા વિદ્યા અને શિલ્પ વગેરે વિષયોનું પણ ખાસ અધ્યયન કરાવવું. આ બાબત ઉપાડો લેવાની બહુ જરૂરત છે. એથી ફાયદો એ થશે કે વેદાન્તના આત્માનું સંગઠન કામકાજ સાથે કરી શકાશે. મતલબ કે અભ્યાસયુક્ત વ્યાવહારિક વેદાન્ત અમલમાં આવે. એમ કહેવાય છે કે ભૌતિકશાસ્ત્રનો ધુરંધર પંડિત એગેસિજ પોતાની પ્રયોગશાળાને પ્રાર્થનામંદિર જેટલી જ પવિત્ર માનતો હતો. તેમજ દરેક ભૌતિક તત્વને પણ એક નૈતિક સિદ્ધાન્તના જેટલું જ ઉચ્ચ ગણતો. આ પ્રમાણેની વ્યવસ્થાનો હેતુ એ છે કે પ્રકૃતિની જૂદી જૂદી

વસ્તુઓ એક જ સૂત્રમાં પરોવાયલી છે એ બાબતની શોધ થવાથી પરમાત્માની અગાધ વ્યવસ્થાનો પુનઃ પુનઃ વિચાર થઇ શકે.

## કારીગરી અને શિલ્પ.

આ ચૈતન્ય મંદિરમાં કલાકૌશલ્ય અને શિલ્પવિદ્યાના અભ્યાસની પણ વ્યવસ્થા કરવી જોઇએ. ભારતવર્ષમાં આજકાલ કલાકૌશલ્ય અને શિલ્પવિદ્યાની ઘણી ખામી છે આ શોચનીય વિષય પર હું લંબાણથી વિવેચન કરવાની જરૂરત ધારતો નથી.

અમેરિકા અને યુરોપમાં યલ, હાર્વર્ડ, સ્ટેનફોર્ડ, શિકાગો ઇત્યાદિ સ્થળોમાં તે તે લોકોનાં પોતાનાં મોટાં વિશ્વવિદ્યાલયો છે; પણ ખૂબ અફસોસની વાત છે કે ભારતવર્ષની પ્રજા પોતાની આવશ્યકતાઓ પર જરાપણ ધ્યાન આપતી નથી અને ખુદ પોતાના જ શિક્ષણને સારૂ આજ તે સરકારના મ્હોં સામું તાકીને બેસી રહેલી છે !

આ ચૈતન્યમંદિરમાં મહાકટ્ટર અને હડહડતા નાસ્તિક ગ્રંથોનો પણ તત્ત્વનિર્ણય કરવાની દૃષ્ટિથી પૂરેપૂરો આદર થવો જ જોઇએ.

"સત્ય, સંપૂર્ણ સત્ય અને કેવળ અવ્યવચ્છિન્ન સત્ય" એ આ ચૈતન્યમંદિરનો મુદ્રાલેખ રહેશે.

ૐ ! ૐ !! ૐ !!!